મોઢું ધોઇને ઘરમાં જવું. આ પ્રમાણે કરવાથી પિશાચ બાધા દુર થાય છે એને ફરીથી થતી નથી. તથા બાળક અશકત થાય છે.

બ્રહ્મ રાક્ષસાદિક પીડા દુર કરવાનો ઉપાય—શંખાવલીના ઝાડને શનીવારે આમંત્રણ કરી રવિવારને દહાડે વિધિ પુર્વક તેનાં મુળ કાઢી લાવી, પછી તે મુળ ઘીમા ઘસીને બે ચાર ટીપાં નાકમાં નાંખવાથી ભુતાદિક સર્વ દોષ તત્કાળ દુર થાય છે.

ઘરમાંથી ભુત વીગેરેની પીડા ટાળવાનો ઉપાય-જેના ઘરમાં ધોળો કુકડો—મરઘો હોય છે, તેના ઘરમાં ભુત વગેરે રહેતા નથી અને છે તે નાશી જાય છે.

ડાકીની ભુતાદીક પીડા હારક ધુપ—લીંબડાનાં પાંદડાં, વછનાગ, હીંગ સાપની કાંચળી શિરસ એ ભેગા કરી તેનો ધુમાડો દીધાથી ભુત ડાકીની વગેરેનું નડતર દુર થાય છે.

બ્રહ્મરાક્ષસાદિક દુર કરવાનો નસ્ય વિધિ—ગોરખમુડી ગોખરૂ, કપાસ એ ચીજો ગોમુત્રમાં વાટીને તેનો નાશ આપવાથી ભુત રાક્ષસાદિક સર્વ દોષ મટી જશે.

ભુત પ્રેતાદિકની પીડા હરનાર ધુપ-ઘુવડનું માંસ અને કાળજુ એ બે સુકાવીને જુદાં જુદાં બારીક ખાંડીને શની વારે અથવા રવીવારે એકઠાં કરવાં. અને જે સ્થળે ભુત પ્રેતની પીડા હોય, ત્યાં એ ચુર્ણનો ધુમાડો આપવો એટલે ભુત પ્રેતાદિકની પીડા દુર થઈ જશે એમ કહેવાય છે.

ભુતાદિક દોષ કરવાનો ઉતાર—શનીવારે સંધ્યાંકાળે કુંભારને ઘેર જઇ અવળો ચાંક ફેરવી માટીના ૬૪

કોડીઆં તૈયાર કરાવી લાવવાં. પછી જો કોઈને ભુત પિશાચ્ચાદિકનું નડતર થયું હોત તો તે ઉલટો ચાક ફેરવાવી કરાવેલા કોડીયામાં તેલ અને દીવેટ મેલીને દીવો કરવો અને એક કોડીઆમાં દુધ ભાત અને સાકર એકઠાં મેળવી તેનો સંધ્યાકાળે ઉતાર કરવો; એટલે રોગ દોષ મટી જઇ ભુતપ્રેત ડાકીનીની પીડા વગેરે સર્વે દોષ દુર થશે.

ભુત પ્રેતાદીક દોષ હારક કડું—નદી કાંઠે વહાણ નજરે પડતાં તેનો એક ખીલો લાવવો અને ઘોડાના પગનો નિકળી પડેલો એક નાળ પેદા કરવો; પછી તે ખીલા અને નાળને ભેગાં ગળાવી તેનું કડું કરાવવું, અને તે કડાને ધુપ દીપ દેખાડીને તે હાથના કાંડે પહેરવું એટલે ભુત પ્રેત ડાકિનીની રોગપીડા વગેરે સર્વ દોષ ટળી જશે.

સર્વ ભુતાદિકની પીડા દુર કરનાર તંત્ર—રવિવારે ગધેડાનું ચાંમડું મેળવીને તેને હળદર અને શિરસનું ચુર્ણ લગાડીને સુકવવું, એ ચામડું શરીરે ઓઢી જે જે ઠેકાણે ભુત પિશાચ્ચ વગેરે પીડા થતી હોય ત્યાં જવું, એટલે તેના દર્શનથી સર્વ ભુતવૈતાળ, ખવીસ, બ્રહ્મરાક્ષસ અથવા અનિષ્ટ ગ્રહ એ સર્વ નાશી જાય છે.

શરીરમાં ભુત પ્રેત બોલાવવાની રીત–પોષ વદ ૧૩ અને વિશાખા નક્ષત્રનો યોગ સાધીને રાત્રે બાર વાગે પારસ પીપળાને આમંત્રણ કરવું પછી ચૌદસને દહાડે મધ્ય રાતે કોઇને નહિ જણાવતાં સ્નાન કરી તે પીપળા પાસે જઈ તેની પુજા કરી તેને ધુપ દીપ નૈવેદ્ય ગંધ અક્ષત આપી તેની યથાવિધિ પુજા કરવી. પછી તે પીપળાના મુળ કાઢી

આણુવાં અને તે સારી જગાએ રાખવાં અને તેનો ઉપયોગ જેના અંગમાં ભુત બાધા હોય તેની આંખમાં આ સુગનું અંજન કરવું એટલે તે ભુત બોલવા માંડશે, એટલે પછી તેનો સારી પેઠે બંદોબસ્ત કરવાથી સર્વ નડતર મટી જશે.

પિશાચ સીદ્ધદર્શન તંત્ર—વનવાગોળ પકડી લાવી તેને પારો ખવરાવવો, પછી તે પારો મુળદ્વારથી બહાર આવશે તે લઈ તેના જેટલા વજનનું સીસું મેળવવું અને તે બેની બાળીને કાજળી કરી શીશીમાં ભરી રાખવી અને એ અંજન આંખમાં આંજ્યું હોય તો સર્વ ભુતપ્રેત પિશાચ નજરે પડી આપણે વશ થશે. અને આપણી કાર્ય સિદ્ધિ કરશે અને દુરના ખબર ક્ષણમાં જણાવશે.

ભુત ભગાડવાનો ધુપ—બકરીનાં મુત્રમાં હીંગ વાટીને તેનો ધુમાડો આપવાથી આબાધા અને ભુતની પીડા મટી જાયછે

ભુત નસાડવાનું અંજન—શિરસનાં ફુલ, લસણ પીપર શિરસ હળદર, મજીઠ, અને સુંઠ એ સર્વ ચીજો બકરીના મુત્રમાં વાટીને તેની નાની વાટ કરી છાંયડે સુકવવી; પરમાર ઉન્માદ અને ભુતબાધા મટી જાય છે.

ભુત પીડાહારક કડુ—મંગળવારે સંધ્યાકાળે સ્મશાનમાં જઇ ભોંયરામાં એક લોઢાનો ખીલો ઠોકી આવવો તે આઠે દીવસે મંગળવારે સંધ્યાકાળે કાઢી લાવવો. પછી તે ખીલાનું કડું કરાવવું અને તે કાળીચૌદશને દહાડે અથવા ગ્રહણને દીવસે એકાદ માત્રિક પાસે મંગાવીને સોના રૂપાથી

મડાવીને અથવા એમને એમ હાથે પહેરવું એટલે ભુત-બાધા નજર વગેરે પીડા થશે નહીં.

તાવ જવાનો દોરો રવિવાર અથવા મંગળવારે રાતે જે ઠેકાણે ઘુવડની વસ્તી હોય ત્યાં જઇ સુતરના દોરાને સાત ગાંઠો દેવી. તે એવી રીતે કે, ઘુવડ એક શબ્દ કરે કે એક ગાંઠ દેવી એ રીતે ૭ શબ્દથી ગાંઠો દીધા પછી તે દોરો લાવી રાખવો અને જેને તાવ આવતો હોય તેને એ દોરો બાંધવાથી તાવ જાય છે.

છઠ્ઠીની બાધા નહિ થવાનો ઉપાય—સ્ત્રી પ્રસુત થયા પછિ પાંચમે દહાડે વેખંડ હીંગ દહીમાં કાલવીને ઘરમાં બીજાં જે નાનાં નાનાં છોકરાં હોય તેમને મસ્તકે તિલક કરવું; એટલે તેમને છઠ્ઠીનિ બાધા નડતર થશે નહિં.

બાળક ઝપાટામાં આવ્યું હોય તેના ઉપાય—નાના છોકરાંની આંખો ઘેરાઇ જઇ તાવ આવવા માંડે છે. ત્યારે છોકરૂં કોઇના પણ ઝપાટામાં આવ્યું છે; એમ કહે છે. એમ થયું હોય તો નીચેના તંત્ર ઉપાય કરવા (૧) સા-યંકાળે દીવા વખતે પત્રાળા પર દહીં ભાત એક ઠેકાણે કરીને તેના ઉપર થોડો ગુલાલ નાંખવો અને એક કાકડો સળગાવી તેનાપર મેલવો અને તે ઝપાટામાં આવેલા બા-ળકના શરીર ઉપરથી ત્રણ અથવા સાતવાર ઉતારીને તે ઉતાર ત્રણ રસ્તા ઉપર લઇ જઈ મુકવો; મરજી હોય તો તેના ઉપર પૈસો મેલવો.

**ઉલુક વિધી**—ओम नमो महायक्षणी अमृत कुरु स्त्रा

हा ॥ विषयका समयं तिसानंद कराहा स्वाहा ॥ जो णपे मंत्र फट स्वाहा ॥ એ મંતર વડે મરવું. અને પછી તેના કાન કાપીને મંત્ર કરિને અગ્નિમાં હોમવા—વદ ૧૪ અથવા રવીવારી આઠમ હોય ત્યારે તેના પેટના આંતરડાં કાઢવા. પાતાળ યંત્રે તેલ કાઢી ખોપરીપર મેશ પાડી આંખમાં અંજન કરવાથી અદ્રશ્ય થાય, અને ગોમુત્રથી આંખ ધુવ ત્યારે પ્રકટ થાય. ઉપલી ગોળી બકરીના દુધમાં આંજે તો પાતળનિધિ નજરે પડશે તેના શરીરનું તેલ પાતાળ યંત્રથી કાઢવું સવાટાંક પારો નાંખી ચાર પહોર ખડી કરવું, તે ગોળી જન્મમાં એકવાર ખાવી જેથી દૈત્ય દેવ નજરે પડશે ત્રીલોકમાં ગમન કરાસે, ભુત પ્રેત તેની સાથે ખીલશે હાડકા ઘસી તીલક કરશે તો વનમાંના પશુ પક્ષી પાસે આવશે. બે પગના નખ અને હડતાલ સમભાગ કરી ખાય તો એક માસ સુધી ભુખ લાગે નહિ, પાંખોનો ધુમાડો કરવાથી ભુત પ્રેત પાસે આવે નહિ, આ પ્રયોગ અમુક નક્ષત્રમાં કરવાનો હોય છે તે ગુરૂગમથી જાણવું જોઇએ. તેમ કર્યા સિવાય તે ફળદાયક થતી નથી.

## ચાપ કલ્પ

ચકલી જેવડું નાનું કાળા રંગનું પક્ષી હોય છે, તેને કોઈ ચાપ અથવા ભારદ્વાજ પક્ષી કહે છે; અથવા ખંજરીટ અને કલગી રાશ પણ કહે છે; તે પક્ષીને લાવીને પાળવું. કંઇક દિવસે તેની ડોક પર નાનાં સરખાં પીછાંની કલગી ફુટે તે કાઢી લેવી. આ કલગી તાવીજમાં અથવા ત્રિલોકમાં ધારણ કરનાર માણુસ અદ્રશ્ય થાય એમ કહેવાય છે.

# મંત્ર તંત્ર સંબંધી ખુલાસો.

મંત્ર તંત્રની વાત હિંદુસ્તાનની જુદી જુદી ન્યાત અને જુદા જુદા ધર્મના લોકો મોટા ભાવથી માને છે એટલુંજ નહીં પણ યુરોપ, અમેરિકાની સુધરેલી પ્રજા પણ હાલ તેને ઘણા માનથી કબુલ કરે છે. કોઈ પણ આફત વખતે મંત્ર જાણનાર પાસે અનુષ્ટાન કરાવે છે અથવા યંત્ર કરાવી માદળીયામાં ઘાલી પોતાને હાથે અથવા ગળામાં બાંધે છે. આ ઉપરાંત વળી નઠારા લોકને વશ કરવા; ચાકરને વશ કરવા વેપારમાં લાભ થવા, શત્રુને અનુકુળ કરવા, સ્ત્રીનું સૌભાગ્ય વધારવા, દુર હોય તેને પાસે આણવા, મિત્રને મેળવવા, શત્રુની વાચા તથા બુદ્ધિને અટકાવવા, નાસી જતું હોય તેને રોકી રાખવા, સ્ત્રી પુરૂષમાં કલેશ ઉપજાવવા કે સંપ કરાવવા, શત્રુનો નાશ કરવા. બાળક થવા અથવા બાળકની રક્ષા કરવા ઇત્યાદી બાબતો ઉપર તાંત્રિક ગ્રંથોમાં જુદા જુદા પ્રયોગ લખ્યા છે તે પ્રમાણે ક્રીયા કરાવે છે, જેવી જેની શકિત હોય તે પ્રમાણે મંત્ર કરનારને પૈસા તથા ઇનામ આપે છે, તેઓ નાહી ધોઇ જાપ કરવા બેસે છે. જે બાબતનો જાપ કરવાનો હોય તેટલા દીવસ તેઓ પ્રમાણીકપણે જાપ કરે તો જાપ કરાવનારને કાંઇક પણ લાભ થાય છે. એમાં બન્નેને એક બીજા ઉપર ચોકકસ શ્રદ્ધા હોવીજ જોઇએ. શ્રદ્ધા એટલે વિશ્વાસ

વગરનું કાર્ય કદાપી લાભદાયક થતુંજ નથી. વાસ્તે જેને જેનાપર વિશ્વાસ હોય તેનીજ પાસે તેવું કાર્ય કરાવવું કે જેથી લાભ થાય.

કેટલાક તાંત્રિક ગ્રંથકારો મંત્ર વિષે લખે છે કે માત્રિકાના અક્ષરથી સર્વ મંત્રની ઉત્પતી થાય છે. તેના ત્રણ પ્રકારના કરેલા છે. પુરૂષ સ્ત્રી અને નપુસક મંત્રના ભેદ ચાર છે, ૧ સિદ્ધ; ૨ સાધ્ય, ૩ સુસિદ્ધ, ૪ અરી મંત્રના દોષ પાંચ છે, ૧ ક્ષણુ ૨ રૂદ્ર; ૩ શકિતહીન ૪ પરાંગ મુખ અને બહિર ને રહીન એવા દોષ યુકત મંત્રથી ફળ થતું નથી. મંત્રના ૧૦ સંસ્કાર છે. જનન, જીવન તાડન બોધન, અભિષેક, વિમલીકરણુ અપ્યાયન, તર્પણુ દીપન અને ગુપતી એ રીતે ૧૦ સંસ્કાર થાય છે. માત્રિકાથી મંત્રનો ઉદ્ધાર તે જનન, પ્રાણુવયુકત જપ તે જીવન, મંત્રાક્ષર લખી તે પર તેને ચંદનયુકત જલ છાટવું તે તાડન ઇત્યાદિ દશ સંસ્કારથી મંત્ર અવસ્થા સિદ્ધ થાય. પછી કર્મચક્રથી સિધ્ધ અથવા સંધ્યાદિ ભેદનો વિચાર કરવો, મંત્ર જપવાનાં સ્થાન. તીર્થ નદી તીરે સમુદ્રતટ, પવિત્ર વન, ગુફા, દેવ મંદિર આદિ છે. એ પ્રમાણે તાંત્રિક મતવાળા માને છે તથા કરે છે.

જુદી જુદી મતલબસર જુદી જુદી તરેહના જે યંત્રો કરાય છે તેના નામ નીચે પ્રમાણે છે.—મહામોહન, બીજસંપુટ, વિવાદ વિજય, માયામય પિશુનવસ્યઠર, ગાણુપત્ય,

પચાચિક, કંકાખ્ય, જામદીન્ય, લલિતાખ્ય, કામરાજાખ્ય, વિજયમંત્ર, મણીભદ્ર, મિત્રદર્શન. શત્રમુખગતિમતિ ભંજન, માત્રાસ્તંભન, પ્રતિવાદી મુખસ્તંભન, વન્હિસ્તંભન નરનારી વિદ્વેષણ, સ્વશત્રુદ્વેષણ, વિશ્વદ્રેષણ, શત્રુ મારણ, શત્ર ઉસ્ચાટન, સ્ત્રી સદ્યોચ્ટ, શાંતિક પૌષ્ટિક; સર્પવ્યાઘ ચોર ભયનાતન, જ્વર નાશન. બાળ રક્ષાકર, સર્વ સ્તંભન ભુતનાશન, ગર્ભરક્ષાકર, સર્વતોભદ્રખ્ય, બંધ મોચન, ભય મોચન, દુષ્ટ સત્વાત્વમોચન, વિગેરે એ પ્રમાણે જુદાં જુદાં કારણસર જુદા જુદા યંત્રો કલ્પેલા છે.

## વામ માર્ગીની વિદ્યાઓ.

એનાં મુલ કર્મ છ પ્રકારનાં છે, શાન્તિકરણ, વશીકરણ, સ્તંભન, વૈર, ઉચ્ચાટન તથા મારણ, તેમાં શાંતિકરણ વિદ્યાથી રોગ, જાદુ, ગ્રહો ઇત્યાદિકની પીડા મટાડી શકાય છે. વશીકરણ વિદ્યાથી મનુષ્ય કિંવા હરેક પ્રાણી કેવળ તાબે કરી શકાય છે. સ્તંભન ક્રિયાથી ગતિ રોકાય છે; વૈરથી પ્રેમ તથા સ્નેહનો નાશ કરી શકાય છે, ઉચ્ચાટન સ્વદેશ ત્યાગ કરાવે છે અને જીવ બેચેનમાં રાખે છે મારણ વિદ્યાથી મુઠ, ચોટ મારી હરેક જીવ ધારીનો પ્રાણ બંધ કરી શકાય છે. એ દરેક કર્મ કરતી વેળાએ અમુક દિશાએ મુખ રાખવું પડે છે તે દિશાઓ ઇશાંન, ઉત્તર, પુર્વ, નૈરૃત્ય વાયવ્ય તથા અગ્નિ છે. તથા તે દરેકની જુદી જુદી

અધીષ્ટાઇ દેવીઓ હોય છે અનુક્રમે રતિ, સરસ્વતી, લક્ષ્મી જ્યેષ્ટા, દુર્ગા અને ભદ્રકાળી, દેવીઓનું પ્રથમ પુજન કરવું પડે છે, જેઓને શ્વેત, રક્ત, પિંગા, તામ્ર ધુમ્ર અને શ્યામ રંગો છે. વળી એ કરવામાં રૂતુ વિચાર અવશ્ન છે, પ્રાતઃ કાળમાં હેમંત, સુર્યોદય પછી વસન્ત બપોરે ગ્રીષ્મ, પછી વર્ષા સાયંકાળે અને મધ્યરાત્રી સમયે શરદરૂતુ ભોગવાય, છે. હવે હેમંતમાં શાન્તિ કર્મ, વસન્તમાં વશીકરણ, ગ્રીષ્મમાં વૈર, વર્ષામાં, ઉચ્ચાન, શિથિરમાં સ્તંભન તથા શરદમાં મારણ પ્રયોગ ચલાવાય છે.

આ ક્રિયાઓ કરતી વખતે અને તેને લગતા મંત્રો જપતી વેળાએ બેસવાનુા આસનોમાં પણ ભેદ છે શાન્તિ-કરણમાં સ્વસ્તિક, વૈરમાં કુક્કુક, ઉચ્ચાટનમાં અર્ધ સ્વસ્તિક સ્તંભન તથા મારણમાં વિકટ, વશીકરણમાં ભદ્ર. એવાં આ-સનો ઉત્તમ ગણાય છે. જે દરેકને કાર્ય મુજબ વાપરવા પડે છે, મંત્રોમાં પણ પુરૂષ સ્રી તથા નપુસક એવાં ત્રણ લિંગ છે. હરેક કાર્ય માટે જુદાં જુદાં પદ છે. જે જપતી વખતે ઉપયોગમાં લેવાય છે, બંધન ઉચ્ચાટન, દ્વેષ તથા સંકીર્ણ કાર્યોની સિદ્ધિ માટે હુમ છેદનમાં ફટ, અરિષ્ટ તથા ગ્રહ નિવારણમાં હુફટ, બોધનમાંત્રોપટ, અગ્નિ કર્મમા સ્વાહા તથા બીજા સર્વ પુજનોમાં નમઃ શબ્દનો ઉપયોગ થાય છે હુંફટ પુરૂષ, સ્વાહા સ્રી તથા નમઃ વાળા મંત્રો નપુંસક ગણાય છે, વશીકરણ તથા શાંતિ કર્મમાં પુરૂષ,

ક્ષુદ્ર ક્રિયાઓમાં સ્ત્રી તથા બીજાઓમા નપુંસક મંત્રો વપરાય છે.

આ સિવાય અમુક વખત મંત્ર જપવા સારૂ જે માળાઓ વપરાય છે તેના દાણાઓમાં પણ ફરક છે. વશીકરણ મંત્રો માટે મોતી અથવા હીરાની માળા જોઇએ આકર્ષણ માટે ગજ મુકતાની માળા, ઉચ્ચાટન તથા વૈર માટે બહેડાની માળા, મરણ સારૂ પોતાના મ્હોતે મુએલા ગધેડાના દાંતની માળા, ધર્મ કાયાર્થ સિદ્ધિ માટે શંખમણિની માળા, ઝર્વ કામાર્થ સિધ્ધિ માટે પદ્માક્ષની તથા તમામ જાતનાં કાર્યો માટે રૂદ્રાક્ષની માળાનો ખપ પડે છે, એ દાણાઓ પરોવવાની દોરીમાં પણ જાતે જાતની દોરીઓ વપરાય છે, શાંતિમાં કમળ તંતુની દોરી, આકર્ષણ અને ઉચ્ચાટન માટે ઘોડાના પુછના વાળની દોરી, મરણમાં માણસની નસની દોરી, તથા બહેડા ઇત્યાદિની માળા સુતરની દોરીમાં પરોવવામાં આવે છે. મોતીની માળાના ૨૭ દાણા જોઇએ. બહેડાના ૧૫ મણકા અને બીજી બધી માળાઓમાં ૧૦૮ દાણાઓ જોઇએ, તે ફેરવાની યુક્તિ અને નિયમ બહુજ ગુપ્ત રાખવામાં આવે છે, શાન્તિકરણ, સ્તંભન અને વશીકરણમાં અંગુઠો અને વચલી આંગળીથી માળા ફેરવવી, આકર્ષણમાં અંગુઠો અને અનામિકાથી માળા ફેરવવી, અને વૈર તથા ઉચ્ચાટનમાં અંગુઠો તથા તર્જની

આંગળીની માળા ફેરવવી, તેમજ મારણના પ્રયોગમાં અંગુઠો તથા કનીષ્ઠા આંગળીએ માળાના દાણા ફેરવવા જોઇએ.

મંત્રોનો જપ ત્રણ પ્રકારનો છે, વાચિક, ઉપાશું તથા માનસ. વાચિક, મંત્ર અન્ય કોઇ સાંભળે તેમ સ્પષ્ટ બોલાય છે. ઉપાશુંમાં માત્ર ઓષ્ટ-હોઠ હાલે છે. માનસ મંત્રમાં અંતર ઉચ્ચારણજ થાય છે વળી જુદાં જુદાં કાર્યો માટે જુદી જુદી વસ્તુઓનો હોમ કરવામાં આવે છે અને તે તે પદાર્થોનું અગ્નિમાં હવન થાય છે. શાન્તિકરણમાં દુધ, ઘી, તલ, પિંપલ; પુષ્ટિમાં બીલીપત્ર ઘી; વશીકરણમાં રાઈ, લવણ-મીઠું; ઉચ્ચાટમાં કાગડાના પાંખ, મોહમાં ધંતુરાનાં બી; મારણમાં લોહીની મેળવણીવાળું ઝેર એ મુજબ પદાર્થો હોમવામાં આવે છે, એ વસ્તુઓનું હવન કરતી વખતે અમુક મુદ્રાથી કામ થાય છે; અને અજ્ઞાનતાથી ખોટી મુદ્રાનો ઉપયોગ થયે કરનાર ધણી અને તેનું કામ ભારી નુકશાન પામે છે. વખતે જીવ પણ જાય છે. એવી હોમ મુદ્રા ત્રણ છે જેને શુકરી. હંસી અને મૃગી કહે છે. આહુતી દેતી વખતે જે હાથને સંકોચી આપવામાં આવે છે તેને શુકરિ, કનિષ્ઠિકાને છોડી જે દેવામાં આવે છે તેને હંસી; અને તર્જની તથા કનિષ્ટિના મેળાપથી જે આહુતી આપવામાં આવે છે તેની મૃગી મુદા કહે છે. એ ઉપરાંત પ્રયોગ કરતાં જે આસનો વપરાય છે તે પણ જુદા

જુદા ચામડાનાં હોય છે. વશીકરણ માટે મેંઢાના ચામડાનું આશન જોઇએ, આકર્ષણ સારૂ ઘોડાના ચામડાનું, અને મારણ માટે ભેંસના ચામડાનું આસન વપરાય છે, એના ઉપર અમલ કરવાનો સંખ્યાબંધ મંત્રો. બીજો, યંત્રો અને તંત્રો તથા ક્રિયાઓ છે. વળી તેના ઉપયોગમાં બીજી અપ્રસિદ્ધ બારીકીઓ ઘણી છે જે કોઈ ને જરૂર હોય તેણે અમને લખવું. આ વિદ્યાઓ ગુરૂ વીના સાધ્ય થઇ શકતી નથી. કારણ કે તેમાં જો જરીક પણ ખામી રહી જાય છે તો ધાર્યા કરતાં ઉલટું પરિણામ આવે છે, એટલા સારૂ સાવચેત રહી દરેક કાર્ય કરવું.

## યક્ષ તથા જક્ષના ભેદ.

સુલેમાન નામનો પુર્વે એક મોટો પેગંબર થઇ ગયો હતો તેણે પોતાનાં પ્રભાવથી ઇશ્વર સ્તુતિના રસ્તાપર લગાડેલા એક વર્ગને યક્ષ યક્ષણી કહે છે; અને બીજો જે વર્ગ ઇશ્વરેચ્છાની વિરૂદ્ધ વર્તે છે તેને જક્ષ જક્ષણી તરીકે ઓળખાવે છે. યક્ષ યક્ષીણી દરેક મનુષ્ય પ્રાણીનું ભલું કરે છે. ત્યારે જક્ષ જક્ષણી મનુષ્ય પ્રાણીને દુઃખજ દેવામાં તત્પર રહે છે, યક્ષ વર્ગ ભલાઇ માટે પ્રખ્યાત છે, અને જક્ષ વર્ગ બુરાઇ કરવામાં જાણીતો છે આ બંન્ને વર્ગને આકાશમાં ઉડવાને પાંખો તથા માથે શીંગડાં હોય છે.

# યક્ષિણી સાધન.

इश्वर उवाच-अथ ते कथयिष्यामि यक्षिणीसाधनं वरम् ॥ यस्य सिद्धा नराणां च सर्वे सन्ति मनोरथा ॥

શિવજી બોલ્યા—હે દેવિ ? હવે હું અતિશ્રેષ્ટ એવું યક્ષિણી સાધન કહું છું કે જે સિદ્ધ થવાથી મનુષ્યોના સર્વે મનોરથ પુર્ણ થાય છે.

आषाढ पुर्णिमायां तु कृत्वा क्षोरादिकाः क्रिया ॥
सितेज्ययोरमोढये तु साधयेद्यक्षिणीं नर ॥
पतिपदिनमारम्य श्रावणेन्दु बलान्विते ए
मास मात्र प्रयोगोयं निर्विघ्नेन विधि चरेत् ॥

અશાડી પુનેમના રાજક્ષૌર—હજામત વગેરે ક્રિયા કરાવીને તૈયારી કરે. જે વર્ષમાં શુક્ર અને ગુરૂનો અસ્ત શ્રાવણ માસમાં ન હોય તેવા વર્ષના શ્રાવણ માસમાં સાધક ને જો બળવાન ચંદ્રબળ હોય તો સુદ પડવેથી આ પ્રયોગનો આરંભ કરી એક માસ પર્યંત નિર્વિઘ્નપણે પ્રયોગ આચરે તે એવી રીતે કે—

निर्जने बिल्ववृक्षस्य मुल कुर्याच्छिवार्चनं ॥
षोडशैरुप चारैरतु रुद्रपाठ समन्वितम् ॥
त्रयम्बके त्वस्यमंस्य जपं पंच सहस्त्रकम् ॥
दिवसे दिवसे कृत्वा कुबेरस्य च पुजनं ॥

નિર્જન—માણસની વસ્તિ વગરના એકાંત વનમાં જઈ બિલીના વૃક્ષના મુળમાં રૂદ્ર પાઠના ઉચ્ચાર પુર્વક ષોડશોપચારથી શ્રી શિવજીનું પુજન કરે, પછી त्र्यंबकंयजामहे०॥ એ મૃત્યુ જયમંત્રનો પાંચ હજાર જપ તથા કુબેરનું પુજન કરે. પછી કુબેરની પુજાના અંતે કુબેરની પ્રાર્થનાનો મંત્ર એકસો આઠ વખત જપે તે મંત્રઃ—

मंत्र–यक्षराज नमस्तुभ्यं शंकरप्रिय बांधव ॥
एकांमे वशगांनित्य यक्षिणीं कुरुते नमः ॥

એ મંત્રનો એકસો આઠ વખત જપ કરે.

બ્રહ્મચર્યને ધારણ કરી, મૌન્યપણાથી માત્ર હિવષ્યાન્નનું (દુધ ભાત ભોજન કરી દિવસના શિવપુજન, કુબેર પુજન વ્યંબક જપ, કુબેર મંત્રજપ, વગેરે કર્મ કરે પછી જ્યારે રાત પડે ત્યારે રાતના વચલા બે પ્રહરોમાં તે બિલીના ઝાડપર (નિંદ્રા ત્યાગી, અલ્પઅહાર કરીને) બેસે અને નીચેના યક્ષિણી મંત્રનો જપ કરે.

मंत्र–ॐ क्रा ही ऍ ऊ श्री महायक्षिण्पे सर्वेश्वर्यं मदानमः ॥

એ યક્ષણી મંત્રનો દરરોજ રાતના બિલીના વૃક્ષ ઉપર બેસીને ત્રણ હજાર જપ એક માસ પર્યંત આળસરહિત કરે અને મદિરા, માસ તથા અન્ય સર્વે બલિદાનની ચીજો દરરોજ મંત્ર જપવા વખતે પોતાની પાસે વૃક્ષ ઉપરજ રાખે.

કારણ કે અનેક પ્રકારનાં રૂપોને ધારણ કરવાવાળી તે યક્ષણી કોણ જાણે કિયા દિવસે ત્યાં આવીને બલિ વગેરે માગશે તેનો નિયમ નથી માટે સદૈવ પાસેજ રાખે. જ્યારે યક્ષિણી ત્યાં આવે અને કદાચ અનેક પ્રકારની લીલાઓ કરવા માંડે તો તે દેખીને સાધક ભયભીત થાય નહિ, પરંતુ એક ચિત્તથી જપ કર્યા કરે, પછી જ્યારે યક્ષિણી બળીદાન માગે ત્યારે તેને તે આપે, બળિદાન ભકત કરી સંતોષ પામી જ્યારે યક્ષિણી વરદાન માગવાને કહે ત્યારે જે મનમાં ઇચ્છા હોય તે વરદાન માગી લે; ધન લાવી આપવાને કહે, અથવા નાના પ્રકારના વૈભવ ભોગવવાને કે હમેશા આવી સુંદર નૃત્ય કરી જવાને વરદાન માગે, અથવા કોઇ અમુક પ્રાણીને મનુષ્ય લાવી આપવાને કહે, કે રાજાને વશ કરી આપવા અથવા વિદ્યા, યશ, બળ એકની વૃદ્ધના સારૂ અથવા બીજી જે કંઇ સાધકના મનમાં ઇચ્છિા હોય તે પુર્ણ કરવા સંબંધી વરદાન માગે. જો યક્ષણી પ્રસન્ન થઇ હશે તો માગેલું વરદાન અવશ્ય દેશે, જો સાધકે એકલાથી આ પ્રયોગ બધો ન કરી શકાય તેમ હોય તો બ્રાહ્મણોની પાસે કરાવે, અગર તો આ દેવોએ પણ પુજીત એવી પ્રયોગને બ્રાહ્મણોની મદદ લેઇને સિદ્ધ કરે—જ્યાં સુધી આ પ્રયોગ સિદ્ધ કરે ત્યાં સુધી દરરોજ ત્રણ કુમારીકાઓને ભોજન કરાવે, જો યક્ષીણીની પાસે ધન માગ્યું હોય તો તે પ્રાપ્ત થયેલા ધનનો સદૈવ સત્કર્મમાં ઉપયોગ કરે. કારણ તે ધનને કુમાર્ગે વાપરવાથી સિદ્ધિ જતી રહે છે.

## સર સુંદરી સાધન.

पवित्र गृहं गत्वा पुजंन कृत्वा गुग्गु धुपदत्वात्रिसन्ध्यं पुजयेत् सहस्त्रं नित्यं जपेत ।। मासाभ्यन्तरे आगतायें चन्दनो फदेनार्घोदेयः । माता भगिनी भार्या कृत्वं करोती । यदा माता भवति सिद्ध द्रव्याणि ददाति । यदि भगिनी भवीत तां-दाश पुर्ववस्त्रं ददाति । यदि भार्या भवति तर्हि सर्वैश्वर्यं सर्वेषां परिपुरयेत् ।। वर्जयेदन्यस्त्रो सहशयनं ।। अन्यथाविनश्यति-मंत्रः ॐ ह्रीं आगच्छ सुरसुंदरी स्वाहाः ।।

## પર સુંદરી સાધન.

સુરસુંદરી યક્ષણી સાધન-પવિત્ર પરમાં જઇ સુરસુ-દરીનું સ્થાપન કરી ષોડશોપચારે પુજન કરી ગુગળનો ધુપ દે, એ મુજબ ત્રણે સંધ્યાઓમાં પુજન કરે અને રાત્રિના સમયે ઉપરના મંત્રનો દરરોજ એક હજાર જપ કરે, એક મહીના પછી યક્ષિણી આવે ત્યારે ચંદન જળનો એટલે ચંદન મિશ્રિત જળનો અર્ધ્ય દે, પછી યક્ષિણી વરદાન માગવાને કહે ત્યારે માતા, બેન, અથવા સ્ત્રી સ્વરૂપે પ્રસન્ન થવાને કહે જો માતા ભાવે પ્રસન્ન થાય તો સિદ્ધ દ્રવ્યને આપે છે અને જો સ્ત્રી સ્વરૂપે પ્રસન્ન થાય તો સર્વ ઐશ્વર્યથી પરીપુર્ણ કરે છે.

## મનોહરી સાધન મંત્ર.

ओम आगच्छ मनोहरी स्वाहा ।।

नदी संगमं गत्वा चन्दनेन मंडलं कृत्वा अगरु धुपंदत्व मासैकोपरि आगताये पुनयेत ॥ सहस्त्र नित्यं रात्रौ जपेत् ॥ यदा आगच्छति तदाचंदने नार्घोंदीयतो पुष्पफलैरेकिंचिते नार्चनं कर्त्तव्यम् ॥ अर्ध रात्रे नियत मागच्छति ॥ आगतष्या सत्यामाज्ञादहि सुवर्ण शतं च प्रतिदिनं ददाति ॥

મનોહરી સાધન—જ્યાં આગળ બે નદીઓનો સંગમ થતો હોત ત્યાં આગળ જઈ ચંદનથી મંડળ કાઢી મધ્યે મનોહરીનું સ્થાપન કરે, પછી અગરબતીનો ધુપ કરી ષો-ડશોપચારથી તેનું પુજન કરી, રાત્રે દરરોજ એક હજાર મંત્ર જપ્યા કરે, મંત્ર જપતી વખતે ધુપ અગરબતીનો અખંડ ચાલુ રાખે, એ રીતે એક માસ વિત્યાબાદ જ્યારે યક્ષિણી આવે ત્યારે તેનું પુજન કરે, ચંદનનો અર્ઘ દે. પુલ ફુળ ફળાદિ અર્પણ કરે, પછી તે પ્રસન્ન થાય છે તે દરરોજ ઘણું કરીને અર્ધરાત્રીએ અગર તેની લગભગના નિયમિત વખતે આવ્યા કરે છે અને સાધકને દરરોજ એ કસો સોના મહોરો આપી જાય છે તેનો સાધક સાત્કર્મમાં વ્યય કરે, કારણ અશુભ કાર્યમાં વ્યય કરવાથી સિધ્ધિ જતી રહે છે. અને પોતે દુખી થાય છે.

## કનકવતી સાધન મંત્ર.

ओम ह्रीं कनकवति मैथुन प्रिय स्वाहा ॥

वटवृक्ष तलंगत्वा मद्यगां संचदापयेत् सहस्त्रमेकांच मंत्र

जपेत् एवं सप्तदिनं कुर्यात ॥ अष्टमरात्रौसा सर्वालंकार संयुता आगच्छति साधकस्य भार्या भवति ॥ द्वादशजनानां वस्त्रालंकार भोजनानि ददाति ॥

અર્થ કનકવતીનું સાધન...રાત્રીના વખતે વડના ઝાડ નીચે જઈ કનકવતીનું સ્થાપન કરી ષોડશોપચારથી પુજન કરે, મધમાંસનું નૈવેદ્યધરાવે; દરરોજ રાતે એક હજાર મંત્ર જપે એ પ્રમાણે સાત દિવસ સુધી કરે, આઠમી રાતે સર્વ વસ્ત્રાલંકારથી વિભુષિત સુંદર સ્વરૂપ યક્ષણી આવે તેને મધમાંસનું બલિદાન દે, જેથી તે પ્રસન્ન થઈ સાધકને સ્ત્રી સ્વરૂપે દર્શન દે, અને દરરોજ બાર મનુષ્યને પહોંચે એટલાં વસ્ત્રાલંકાર તથા ભોજનને આપશે.

## કામેશ્વરી સાધન મંત્ર.

ओम आगच्छ कामेश्वरी स्वाहा

भूर्जपत्र गोरोचनया प्रतिमां विलिख्यतां देवी पुजयेत ॥ शय्या मारुह्य एकाकी सहस्त्रं जपेत ॥ मासान्तेवा पुजयेत त्रतदीपोदेयः ॥ पश्चान्मौनी भुत्वा पूजयेत ॥ ततोऽर्धरात्रे नियत मागच्छति साधकस्य भार्या भवति ॥ प्रतिदिनं शयने दिव्यालंकारं परित्यज्य गचछति परस्त्री परिवर्जनीया इति ॥

કામેશ્વરી યક્ષિણી સાધન—ભોજપત્રપર ગોરોચનથી

કામેશ્વરીની પ્રતીમા ચીત્રી તેની સ્થાપના કરી પુજન કરે, પછી એકાંત સ્થળે શૈયાપર બેસી એક હજાર મંત્રનો દરરોજ રાતે એ જપ કરે, એક મહીના સુધી ઘીનો દીપક સળગાવી એમ જપ કર્યા બાદ મૌન ધારણ કરી પુજન કરે જેથી મધ્યરાતે સમયે યક્ષિણી આવી શાધકની સમીપ સ્ત્રી સ્વરૂપે રહેશે, પછી દરરોજ રાત એ નીયમીત વખતે આવશે; અને જતી વખતે સુંદર વસ્ત્રાલંકાર શૈયામાં મુકીને જશે, એનું સાધન કરનાર પર સ્ત્રીનો ત્યાગ કરે.

## રતિપ્રિય સાધન મંત્ર.

पटेचित्ररुपिणी लिखित्वदाकनकवस्त्र सर्वोलंकार भूमिता उत्पल हस्तां कुमारी जातीफेलन पुजयेत ॥ यदि भगिनी भवति तदायोजन मात्रा—त्मानीय समर्यपति वस्त्रलंकार भोजन ददाति ॥

રતિ પ્રિયા યક્ષિણી સાધન—એક વસ્ત્રપર ચિત્ર રૂપે રતિપ્રિયાને કાઢી સ્થાપન કરે. પછી સુવર્ણ વસ્ત્રાદિ સર્વે અલંકારોથી વિભુષિત હાથમાં કમળ ધારણી એવી કુમારિનું જાયફળ સહિત પુજન કરે. પછી રાતે ઉપલા મંત્રનો જપ કરે. યક્ષિણી આવીને બહેન ભાવે પ્રસન્ન થશે તો ચાર ગાઉ છેટેથી *=* લાવી આપશે, તેમજ વસ્ત્રાલંકાર અને ભોજન આપશે.

## પદ્દમણી સાધન મંત્ર.

ओम् आगच्छ पद्मिनं स्वाहा ॥

कंकुमेन भुजपत्रे प्रतिमां विलिख्य गंधाक्षत पुष्प धुपदीविधिना संपुज्य त्रिसंध्यंत्रि सहस्त्रं जपेत् मासमेकं यावत ततः पौर्णिमायां विधिवत्पूजा कर्तव्या ॥ घृतदीपं प्रज्वालैयत् सकलरात्रि पर्यन्तं जपेत ॥ प्रभाते नियत समये आगच्छति दिव्य रसायनं ददाति इति पद्मिनी साधनं ॥

પદ્મિની યક્ષિણી સાધન—કેસરથી ભોજપત્રપર પદ્દમણી યક્ષિણીની પ્રતિમા ચીત્રી ગંધાક્ષત, પુષ્પ, ધુપ, દીપ, નૈવેધ વગેરેથી વિધિવડે પુજન કરે. પછી ઉપલા મંત્રનો બપોર અને સાંજે થઈ ત્રણ હજાર જપ દરરોજ કર્યા કરે. એમ એક માસ જપ કર્યાબાદ પુનેમની રાતે વિધિવડે પુજન કરી ઘીનો દીવો બાળી આખી રાત મંત્ર જપ્યા કરે. પ્રભાતના સમયે યક્ષિણી આવી વરદાન આપશે પછી દરરોજ તે વખતે આવ્યાં કરશે, અને સાધકને દિવ્ય રસાયન ભેટ કરશે તથા સર્વ પ્રકારે સુખી બનાવશે.

## નટી સાધન મંત્ર.

ओम ह्रीं आगच्छ नटि स्वाहा ॥

નટી સાધન—નટી સાધનની સર્વ વિધી પદ્દમણિના જેવી છે, ફળ પણ તેવુંજ છે. વિશેષમાં તે સુંદર વસ્ત્રાલ-

કારોને આપે છે તથા નૃત્ય કરી બતાવે છે, માટે સર્વવિધિ ઉપર પ્રમાણે કરવી માત્ર ભોજપત્રપર પદમણીના બદલે નટીની પ્રતિમા ચીતરવી.

## અનુરાગિની સાધન મંત્ર.

ओम ह्री आगच्छ अनुरागिनी स्वाहा ॥

અનુરાગણી સાધન—આ યક્ષિણીનું સાધન પણ પદમ નીના જેવું છે માત્ર જપવાનો મંત્ર જુદો છે તે ઉપર બતાવ્યો છે, તથા પ્રતિમા પદમનીના બદલે અનુરાગણની કાઢવી ફળમાં વિશેષતા એ છે કે સુંદર વસ્ત્રાલંકાર દેવા ઉપરાંત મધુર વાણીથી સાધકને સંતુષ્ટ કરે છે.

## વસવાસિની વટ યક્ષિણી સાધન મંત્ર.

ओम वट वासिनां यजुकुल प्रभृतिनी वटयाक्षिणीऐं एह्येहि स्वाहा ॥

त्रिपथस्य वटाग्रस्थः रात्रौमंत्र जपेन्नर ॥
लक्षत्रयं ततः सिद्धामहादेवी च यक्षिणी ॥
वस्त्रालंकारकं दिव्यं रससिद्धि रसायनं ॥
दिव्यमं जनं संतुष्टा साधकाय प्रयच्छति ॥

વટ યક્ષિણી સાધન—સાધક રાત્રિના સમયે ત્રણ વાટોના તરભેટે જ્યાં વડનું ઝાડ હોય ત્યાં જઈ ઉપરોક્ત

જે મંત્ર છે તેને યથાશક્તિ જપ્યા કરે, જ્યારે ત્રણ લાખ મંત્ર પુરા થશે ત્યારે યક્ષિણી સિદ્ધિ થશે અને તેથી સાધકને વસ્ત્રાલંકાર, દિવ્યરસ રસાયન તથા દિવ્ય અંજન આપશે.

## લક્ષ્મી યક્ષિણી સાધન મંત્ર.

ओम् ऐं लक्ष्मीं श्रीकलधारि गोहंस स्वाहा ॥
स्वगृह संस्थितौरक्तैः करवीर प्रसुनकैः ॥
लक्षमावर्त्तचन्मत्री यत्र कृत्वा दशांशतः ॥
होमे कृते भवेत्सिद्धि लक्ष्मीनाम्नीच यक्षिणी ॥
तुष्टारसायनं दिव्यं धन धान्यं च यच्छति ॥

લક્ષ્મી યક્ષિણી સાધન—સાધક પોતાના ઘરમાં એકાંત સ્થળે લક્ષ્મી નામ કર્યોક્ષણીનું સ્થાપન કરે, પછી તેનું ષોડશોપચારે પુજન કરી દરરોજ યથાશક્તિ મંત્રનો જપ કર્યો કરે, ઉપરના એક લાખ જપ પુર્ણ થાય ત્યારે લાલ કરેણનાં પુષ્પોથી દશ હજાર આહુતિ મંત્રોચ્ચારથી આપી હોમ કરે, જેથી લક્ષ્મી નામે યક્ષિણી પ્રસન્ન થઇ દિવ્ય રસાયન, અને ધન ધાન્યાદિકનું સારૂં સુખ આપશે.

## માનિની યક્ષીણિ મંત્ર.

ओम मानिनि एह्येहि सुन्दरी हसैः सहमम संगमं स्वाहा
संपादलक्षं द्रवेशि स्वालये प्रजपेन्मनुम् ॥

हयारि कुसुमैः रक्त होमं मधुसमन्वितेः ॥
मानीनि [illegible] सिद्धा दिव्यखङ्ग प्रयच्छांत ॥
यत्मेभावेन लोकेस्मिनखण्डं राज्यमाप्नुयात् ॥

સાધક પોતાના ઘરમાં એકાંત સ્થળે ઉપરના મંત્રનો સાત લક્ષ જપ કરી છેવટ મધુ યુક્ત લાલકરેણનાં ફુલોથી દશાંશ હુવન કરે તો માનિનિ નામ યક્ષણી સિધ્ધ થઈ પ્રસન્નતા પુર્વક સાધકને એક ખડગ પ્રધાન કરે કે જેના પ્રતાપથી અખંડ રાજ્ય પ્રાપ્ત થાય.

## સુલોચના સાધન મંત્ર.

ओम् व्लेसुळोचने सिद्धि तेहि स्वाहा ॥
नथीतीरे स्थीतो लक्ष त्रयंमंत्री जपेन्मनुम् ॥
घृतहोमं दशांशेन कृत्वा देवी प्रसिदति ॥
ददाति पादुका युग्मं शीघ्रमायाति याति च ॥

સુલોચના યક્ષિણી સાધન—સાધન નદીના કિનારાપર જઇ દરરોજ સુલોચના યક્ષિણીના મંત્રનો યથાશકિત જપ કરે, જ્યારે ત્રણ લાખ મંત્ર થઇ રહે ત્યારે ઘીથી દશાંશ હોમ કરે તો સુલોચના યક્ષિણી પ્રસન્ન થઇ બે પાદુકાઓ આપે જેના પ્રતાપથી દુર દેશ જવા આવવાને સાધક સામર્થ્યવાન થાય.

## શોભના યક્ષિણી સાધન મંત્ર.

ओम शोकायक्कवाकार करतले शोभनेशील स्वाहा ॥
रक्तमाल्याम्बर धरोमंत्री चतुर्दशदिनं जपेत् ॥
ततेःसिद्धा भवेन्नेवि शोभना शुभदायिनी ॥

શોભના યક્ષિણી સાધન—સાધક રકત વસ્ત્રો તથા રકત માલા ધારણ કરી ચૌદ દિવસ પર્યંત દરરોજ રાત્રે ઉપરોક્ત મંત્રનો એક હજાર જપ કર્યા કરે તો શુભ પદાર્થોને આપવાવાળી શોભના યક્ષણી પ્રસન્ન થાય.

## ચિંચિપિશાચી યક્ષિણી સાધન મંત્ર.

ॐ क्रीं चिंचिपिशाचिनी स्वाहा ॥

नीलवर्णीयभुर्जपत्रोपरि दुग्धमिश्रित कुंकुमेन गोरोचनेन च अष्टदलात्मिकं पद्मनिर्मित्वा प्रत्येकदले मायाविनं लिखित्वा शिरोपरी धारणं कुर्यात् ॥ पश्चात् सप्तदिनावधि मंत्र जपेत् ॥ तदाचिंचिपिशाचिनी देविसिद्धा भवेत् ॥ स्वप्नावस्थायां त्रिकालीक वार्ता कथेत् ॥ इति ॥

ચિંચિપિશાચિની સાધન—નિલવર્ણના ભોજનપાત્ર ઉપર ગોરોચન, કેસર અને દુધથી અષ્ટદલ કમળ બનાવી તેના પ્રત્યેક દલમાં માયાબીજ (હ્રી) લખી તે ભોજનપત્રને માથાં પર ધારણ કરે, પછી સાત દિવસ સુધી ઉપરના મંત્રનો

જપ કર્યા કરે તો યક્ષણી સિધ્ધ થાય, અને સ્વપ્નમાં આવી ભુત, ભવિષ્ય અને વર્તમાનકાળની વાર્તા કહી જાય.

## કર્ણપિશાચિણી સાધન મંત્ર.

ओम् वः वः कंबलीके गंदपिण्ड पिशाचनी स्वाहा ॥
एकविंशदिनं यावदुदयास्तंमतुं झपेत् ॥
त्रिशन्महर मात्रेण तुष्टा सिद्धि मयच्छति ॥
यत्किंचिन्मच्छयते देवि साधकेन मयोजनं ॥
सामा गत्य मवक्तीति सर्वं जगदिस्थितं ॥
ततःसः साधकः सर्वं ब्रूते लोकस्य हेतेव ॥
जायन्ते चात्रलोकस्याः मंगलोत्कंठमंडिताः ॥

કર્ણ પિશાચિની દેવી સાધન—સાધક એકવિશ દિન સુધી સુર્યના ઉદય અને અસ્ત વખતે મંત્રને એક એક હજાર જપ કરે તો યક્ષણી વિશ પ્રહર સમય વ્યતિત થતામાં સાધકને સિદ્ધિ પ્રદન કરે છે. હે દેવિ! તે સિદ્ધિના પ્રતાપે સાધક જે જે વાર્તાઓ જાણવાની ઇચ્છા રાખે છે તે તે વાર્તાઓ સંબંધી સર્વના બીના કર્ણપિશાચી સાધકના કાનમા કહી જાય છે. તેથી સાધક સર્વ સંસાર માત્રની બીના જાણી લોકોના હીતના અર્થે પ્રકાશિત કરે છે અને તેથી લોકોને અતિ આનંદ થાય છે.

# સચિત્ર.
# ત્રિકાળ-જ્ઞાન-દર્શક.

અથવા

## અદ્દભુત વિદ્યાઓનો મહાસાગર

( ગ્રંથ પહેલો. )

આ પુસ્તકમાં નીચેની ૧૪ વિદ્યાઓ આપી છે. તેમાં ૪૨૦ પૃષ્ઠ, ૧૩૮ પરિચ્છેદો, ૯૬૯ બાબતોની માહિતી, ૧૦૯ ચિત્રો તથા આકૃતિઓ આપી છે. આવો સંપુર્ણ વિગતોથી ભરેલો સચિત્ર ગ્રંથ હજી ગુજરાતીમાં બહાર પડયો નથી. આ વિદ્યાઓ સૌ સમજીને ઘેર બેઠાં શીખી શકે તથા તેનો ઉપયોગ કરી શકે તેવી રીતે આપી છે. પાકું સોનેરી પુઠું મુલ્ય રૂ. ૫; વી. પી. થી રૂ. ૫—૯—૦

**(૧) માનસવિદ્યા અથવા મેંટલ સાયન્સ**—પાંચે ઇંદ્રિયોની શકિત કેવી રીતે કેળવાય, તેથી કેવાં અદ્દભુત કામો કરી શકાય, અવધાનશકિત, સ્મરણશકિત, સંકલ્પશકિત ખીલવીને તેને ઉપયોગમાં લેવાની રીતો. **(૨) આકર્ષણશકિત અથવા પર્સનલ મેગ્નેટિઝમ**—એક માણસ બીજા માણસનું આકર્ષણ—વશીકરણ કેવી રીતે કરી શકે, આકર્ષણશકિત ખીલવવા-વધારવા કેવા પ્રયોગો કરવા, આંખના

આકર્ષણથી પોતાની ઇચ્છામુજબ બીજાને વર્તવાની ફરજ પાડવી, શરીરની વિજળીક શકિતનો ભેદભરમ, એ બધું ચિત્રો સાથે સમજાવ્યું છે. (૩) **મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલોજી**—માણસના મસ્તકમાં ભરેલી જુદી જુદી ૪૩ શકિતઓ તેના માથાપર હાથ ફેરવીને ઓળખવાની કળા, માણસના લક્ષણની પરીક્ષા, વિદ્યાર્થીની શકિત કયા વિષયમાં કે ધંધામાં ખીલી શકશે તે જાણવાની યુકિત, એકંદર મસ્તકશાસ્ત્રી બનવા માટે આ વિદ્યા પુષ્કળ ચિત્રો સાથે સમજાવી છે. [૪] **માનસસંદેશ વિદ્યા અથવા મેંટલ ટેલીપથી**—દુર રહેલા બે ચિત્રો વચ્ચે માનસિક સંદેશા કેમ ચલાવવા, બીજાના વિચારો પારખી કાઢવા અને વાંચવા (થોટરીડીંગ),મારણ, મોહન, વશીકરણનો ભેદ, નેત્ર-વાણી ઇચ્છા બળનો ઉપયોગ કરવાની રીતો, મેન્ટલ ફોટોગ્રાફી ઇત્યાદિ બાબતો ચિત્રો સાથે સમજાવી છે. (૫) **મોહની વિદ્યા અથવા મેસ્મેરીઝમ**—મેસ્મેરીઝમ શીખીને પાત્રને કેવી રીતે ઉંઘાડવો, તેની પાસેથી પોતાની ઇચ્છા મુજબ કામ લેવું, પશુ—પક્ષીઓ પર તરેહ તરેહના પ્રયોગો કરવા, નજરબંધીની રીત, કપાલમોહન કરવું, પાણી અને કપડું મંતરવાની રીત, મેસ્મેરીઝમથી દર્દો મટાડવાની રીતો, વિનોદના ચમત્કારિક પ્રયોગો, હિપ્નોટીઝમ શીખવું, ઇત્યાદિ અનેક ચિત્રો સાથે આપ્યું છે. (૬) **પ્રેતાવાહન વિદ્યા અથવા સ્પિરિચ્યુએલિઝમ**—ભુતપ્રેત એટલે શું, તે સાચાં છે કે જુઠાં, તેમની સ્થિતિ અને પૃથ્વી સાથેનો સંબંધ, ભુતોનું આવાહન કરવાની રીતો ભુતો અને મંત્રોનો સંબંધ, ભુતોના ફોટોગ્રાફ, એ બાબતો સંક્ષેપમાં આપી છે. આ વિદ્યા સંપુર્ણ શીખવા માટે "સચિત્ર પ્રેતાત્મવિદ્યા" ગ્રંથ વાંચો. (૭) **ત્રિકાળદર્શન વિદ્યા**—ત્રિકાળદર્શી વીંટી—આચના બનાવવાની રીત, કાજળી, પ્લેંચેટ, હજરત, ઇત્યાદિ શીખવાનો

સચિત્ર હુન્નર. (૮) **મંત્રવિદ્યા**—મંત્ર સાચો પડે કે નહિ, તે માટે શું કરવું, મંત્ર કેવી રીતે સિદ્ધ કરવો, દેવતાનો સંબંધ જોવો, જુદાં જુદાં દેવ-દેવીઓના બીજ મંત્રો, સિદ્ધિ સંપત્તિ પ્રાપ્ત કરવાના દર્દો મટાડવાના. મનઃકામના પુરી કરવાના સંખ્યાબંધ શુદ્ધ મંત્રોનો મહાસાગર **યંત્રવિદ્યા**—યંત્રોની શક્તિ, સિદ્ધ કરવાનો વિધી, રોગો મટાડવા આવતી ચિંતા-વ્યાધિ અટકાવવા, ઇચ્છાઓ પુરી કરવી, મોહન—વશીકરણ વગેરેના અનેક યંત્રો. (૧૦) **તંત્રવિદ્યા**—મોહન, વશીકરણ, સ્તંભન, અંજન ઇત્યાદિના ઇંદ્રજાલિક—ચમત્કારિક તથા વૈદ્યકવિદ્યામાં પણ ન હોય એવા અદ્‌ભુત જડીબુટીઓ ઔષધપ્રયોગો તેના ઉપયોગ માટેના વિધિ સાથે (૧૧) **સ્વપ્નવિદ્યા**—ભુમિ, પાણી, અગ્નિ. વાયુ, આકાશ, પશુ-પંખી, ધાતુ, ધાન્ય, ઇત્યાદિ અનેક વસ્તુઓનાં સ્વપ્નોનાં ફળ વિગતવાર સમજાવ્યાં છે. અનિષ્ટ સ્વપ્ન હોય તો નિવારણ કરવાની રીત પણ આપી છે. (૧૨) **શકુન વિદ્યા**—અંગ ફરકવા, કાગડાના શબ્દ વિશે, ગરોળી અને કાચીંડાના ચડવા—પડવા વિશે, જૈન શકુનવિદ્યા, છીંક, સારાં-માઠાં શુકનની માહિતી, અનિષ્ટ શકુનનું નિવારણ. (૧૩) **હસ્તાક્ષર પરીક્ષણ વિદ્યા**—માણસના હસ્તાક્ષર પરથી તેની ખાસીયત જાણવાની આ વિદ્યા અદ્‌ભુત છે. અક્ષરના ગુણો વિગતથી સમજાવ્યા છે; ગાંધીજી, કલાપી, સ્વામીહંસ, મહારાણી વિકટોરીયા, શેકસપીયર, આનંદશંકર ધ્રુવ, ટોલ્સટોય, નાનાલાલ કવિ, જમશેદજી જીજીભાઇ વગેરેની સહીઓની આકૃતિઓ આપી તેમની ખાસીયતો ખુલ્લી કરી છે. (૧૪) **કોકશાસ્ત્ર અથવા રતિવિદ્યા**—સ્ત્રી-પુરૂષો અને તેમનાં ગુહ્યાંગો વિષે માહિતી, આસનોની ઓળખાણ તથા ઉપયોગ, શક્તિ વધારવાના અને બીજા ગુપ્ત પ્રયોગો, અનિષ્ટ રોગોના ઉપચારો, સ્ત્રી-પુરૂષનાં લક્ષણોની પરીક્ષા, સ્ત્રી-પુરૂષની કુટેવો, ગર્ભા-

ધાન–ગર્ભપરીક્ષા, વંધ્યા સ્ત્રી માટેના ઉપચારો, મરજી પ્રમાણેનાં બાળકોની પ્રાપ્તિ ઇત્યાદિ બાબતો સમજાવી ઘેર બેઠાં કરી શકાય તેવા પ્રયોગો આપ્યા છે.

# સચિત્ર.

# ત્રિકાળ-જ્ઞાન-દર્શક.

અથવા

## અદ્ભુત વિદ્યાઓનો મહાસાગર.

( ગ્રંથ બીજો. )

આમાં નીચેની ૧૪ વિદ્યાઓ આપી છે. ૪૨૪ પૃષ્ઠ, ૧૧૩ પરિચ્છેદો, ૧૦૮૬ બાબતોની માહિતી અને ૧૯૬ ચીત્રો તથા આકૃતીઓ આપી છે, સોનેરી પુંઠું. મૂલ્ય રૂ. ૫ વી. પી. થી રૂ. ૫-૬-૦

(૧) સ્વરોદય વિદ્યા—પાંચ તત્વો અને સ્વરનો સંબંધ, સ્વર ઓળખવાની અને તેની શકિત સમજવાની રીતો, પ્રાણવાહક નાડીઓની માહિતી, રોગ મટાડવાના નિયમો, પ્રશ્નનો જવાબ મેળવવાની, પ્રતિકુળ સ્વરને અનુકુળ કરવાની રીતો, વશીકરણનો, ગર્ભનો વર્ષફળનો, આયુષ્યનો વિચાર, છાયાપુરૂષદર્શન, ઇત્યાદિ. (૨) યોગ-વિદ્યા— યોગના પ્રકારો, યોગ શીખવાની રીતો, આસનો, પ્રાણાયામ કરતાં શીખવા વિષે, ધોતી-બસ્તી-નેતી-નોળી-ત્રાટક કરતાં શીખવાની

રીતો મુદ્રાઓ શીખવાની રીતો, ધ્યાન અને સમાધિ શીખવાની રીતો, એ બધું વિસ્તારથી અને સંખ્યાબંધ ચિત્રો આપીને એટલું સ્પષ્ટ સમજાવેલું છે કે તેની મદદથી સહેલાઇથી યોગ શીખી શકાય. **(૩) સુર્યચક્ર જ્યોતિષ અથવા જન્મ તારીખ ઉપરથી ભવિષ્ય-પરીક્ષણ**—ફક્ત, માણસની જન્મ તારીખ ઉપરથીજ તેના ગુણ, સ્વભાવ, શકિત, મિત્ર, આરોગ્ય, અને ભવિષ્ય જાણવાનુ તમને આ ભાગમાંથી મળી આવશે. **(૪) રમળવિદ્યા**—રમળના પાસા બનાવવાની, પાસા નાખવાની રીતો, શકલનો પ્રસ્તાર કરી તેને આધારે હરકોઇ પ્રકારના પ્રશ્નોના જવાબો સહેલી રીતે મળી શકે છે, રમળ વિદ્યાની બીજી ગુંચવણો આમાંથી કાઢી નાંખીને તે વિદ્યાને સરળ બનાવી છે, એટલે પોતાની મેળેજ તે શીખી શકાશે. **(૫) ત્રિકાળદૃષ્ટિવિકાસ અથવા કલેઅર વોયન્સ**—મનુષ્યની ત્રિકાળદર્શનની શકિત કેળવવાની દેશી અને વિલાયતી અનેક રીતો-ચિત્રો સાથે, વિલાયતી ત્રિકાળદર્શી આયનો, ક્રીસ્ટલગેઝીંગ, જળમાં ત્રિકાળદર્શન કેફી પદાર્થોના સેવનથી ત્રિકાળદર્શન ધ્યાન સિદ્ધ કરવાની માહિતી, ત્રિકાળદર્શનનાં દ્રષ્ટાન્તો વગેરે. **( ૬ ) સંવત્સર પરિજ્ઞાન**—૬૦ પ્રકારના સંવત્સર, તેનાં જૂદાં જૂદાં ફળો, સોઘવારી, દુકાળ જાણવાની રીતો, ગ્રહણનું, અમાસનું, અધિકમાસનું, સંક્રાન્તનું શુભાશુભ ફળ, હોળીપરથી વર્ષફળ ગુરૂ-શુક્ર-શનિ-અને બીજા ગ્રહોની ગતિ ઉપરથી આખા વરસનું ફળ જાણવાની રીતો, મેઘગર્ભનો વિચાર રાજા-મંત્રી-રસકસના સ્વામીનું ફળ, જૂદી જૂદી ચીજોની તેજી મંદી વિષે, વર્ષફળ તૈયાર કરવાની સહેલી રીત વગેરે **( ૭ ) મહુરત પરિજ્ઞાન**—ગર્ભાધાન, સીમંત, નામકર્મ, અન્નપ્રાશન, મુંડન, નિશાળે બેસાડવાનું ઇત્યાદિ જાતકર્મ સંસ્કારનાં અનેક

મુહૂર્તો, ઘરબંધાવવા, થાંભલો રોપવો, મોભ ઘાલવો, બારસાખ ઘાલવી, વાસ્તુ કરવું દુકાન માંડવી વગેરેનાં મુહુર્તો; યાત્રા કે પ્રવાસે જવા માટેનાં અનેક પ્રકારનાં મુહુર્તો, ખેડુતોને માટેનાં મુહુર્તો જેવાં કે હળ ચલાવવું, બીજ ઓરવાં, ઝાડ રોપવાં, નવું ગાડું ચલાવવું. વગેરે; સ્વરકુશન, છાયાકુશન, પિંગળાશકુન, અંગ ફરકવું, છીંકનાં શકુન, આંખ ફરકવી વગેરે; સ્વપ્નસાર, શુભાશુભ સ્વપ્નો, દેવ પ્રતિષ્ઠાનું મુહુર્ત, રાજ્યાભિષેકનું મુહુર્ત, મંત્રસાધનનું મુહુર્ત પરબ મંડાવવાનું મુહુર્ત, ચાહના પ્યાલા ઉપરથી જોવાનું, શુભાશુભ ફળ, ફરવાંક ઉપરથી પ્રશ્નફળ, ગૌતમ પ્રશ્નાવલિ, ઇત્યાદિ. (૮) જાદુવિદ્યા—જાદુગરે શીખવાની ચતુરાઇ, ગંજીફાના સંખ્યાબંધ ખેલો, હાથચાલાકી કરતાં શીખવાની સચિત્ર સમજુતી, કરામત વાળા ગંજીફા, રસાયનીક જાદુના અનેક ખેલો, યાંત્રિક સાધનો વડે કરવાના ખેલો અને એ યંત્રો બનાવવાની સમજુતી, રૂપીયાને બોલાવવો, એક ટેકાપર માણસને સુવાડવો, બંદુકની ગોળી ઝીલવી, બાંધેલા હાથ છોડી નાંખવા,બાટલીને ગ્લાસ અદલ બદલ કરવા,જાપાનીઝ જાદુઇ પેટી, આશરે જુદા જુદા ૭૦ ખેલો. (૯) મંત્રવિજ્ઞાન વિદ્યા—મંત્રના પ્રયોગો માટે કામવાર અંગુલિનો નિર્ણય, યક્ષિણીઓને સાધવાના મંત્રો, રાજા-સ્ત્રી-પતિ ભુત ઇત્યાદિને વશ કરવાના મંત્રો, શત્રુ -શસ્ત્ર-અગ્નિ-જળ-આસન-મેઘ-ચોર-દ્રષ્ટિ વગેરેનું સ્થંભન કરવાના મંત્રો, મોહન ઉચ્ચાટનના મંત્રો, શાન્તિકરણના મંત્રો, દાટેલું ધન દેખવાનો, ચોર પકડવાનો, ભૂત ઉતારવાનો, ધનવૃદ્ધિનો, કાર્યસિદ્ધિનો વેપારમાં લાભ મેળવવાનો, વિદ્યાવૃદ્ધિને, દર્દો મટાડવાના મંત્રો, અદ્રશ્ય થવાનું અંજન, સર્પ નસાડવાનો, વીંછી ઉતરવાનો, વિષનિવારણનો મંત્ર વગેરે આશરે દોઢસો મંત્રોના પ્રયોગો. (૧૦) મંત્રસાધન વિદ્યા—જૂદી જૂદી

જાતના સિદ્ધવીસા મંત્રો, તે સિદ્ધ કરવાની વિધિ, વશીકરણ, મોહન, સ્તંભન ઇત્યાદિના મંત્રો, વંધ્યા ગર્ભધારે, તાવ દુર થાય, રાજસભામાં માન મળે, ભૂતનો ભય દુર થાય, જુગારનો દાવ જીતાય, ઘરમાં સાપ આવે નહિ, વિષયમાં મસ્તી. કંઠમાળા જાય, અનેક જાતના તાવ મટે, તે માટેના મંત્રો, શીતળાનો--કાળકાનો--હનુમાનજીનો મંત્ર, એકંદરે પુષ્કળ મંત્રો. આપ્યા છે. (**૧૧**) **તંત્રપ્રયોગ સંગ્રહ**—વશીકરણ, મોહન, સ્થંભન, ભ્રામણ, ઉચ્ચાટન, આકર્ષણ ઇત્યાદિના તાંત્રિક પ્રયોગો: ઇંદ્રજાલિક ચમત્કારિક પ્રયોગો જેવાકે જળમાં તારાદર્શન, મરેલો દેડકો બોલે, જમતાં છતાં પેટ ન ભરાય, બગડેલું ઘી સુધારવું, જુદીજુદી જાતના ગુપ્ત અક્ષરો, જાદુઈ સાણુ પાંચ પ્રકારના રંગ બદલવા, એક ડાળીપર અનેક જાતનાં ફૂલો, વૃક્ષ ઉપર દીપમાળા; જડી વૈદ્યકના પ્રયોગો જેવા કે દમનો, કાનના દરદનો, ગર્ભ રહેવાનો, પરમીયાનો, મસા દુર કરવાનો, ઇન્દ્રલુપ્ત રોગ મટે, વાળ વધે, તેના ઉપાયો. મદનમોદક, યોનિસંકોચના ઉપાયો, સ્તનવૃદ્ધિના ઉપાયો, દાતના રોગના ઉપાયો, જૂદા જૂદા જંતુઓના-વિષનું નિવારણ, અફીણના વિષનું નિવારણ; આધાશીશી, હેડકી—નાસુર—ખીલ વગેરેના અનેક ઉપાયોનો સંગ્રહ. **૧૨ હસ્તસામુદ્રિક વિદ્યા**—હાથના પોંચાની અને હાથમાંની રેખાઓ, ચિન્હો, વગેરેની ઓળખ, તે ઉપરથી માણસનાં લક્ષણો, સ્વભાવ, ભવિષ્ય, રોગ, વગેરે વર્તવાની વિદ્યા અવિદ્યાને જોઇતા ચિત્રો મળે એટલી સહેલી અને સ્પષ્ટ બનાવી છે કે થોડા

વખતમાં એ વિદ્યામાં પારંગત થઇ શકશે. **( ૧૩ ) મુખસામુદ્રિક વિદ્યા**—નાક, મોઢું, ઓઠ, આંખ, પોપચાં, ભ્રમર, દાઢી, હડપચી, ગાલ, કાન અને કપાળ માત્ર માણુસના મ્હોં ઉપર નજર કરીને જ ઓળખી લેવાની અને તેનો સ્વભાવ, શકિત, ખાસીયત ઇત્યાદિ જાણી લેવાની સહેલી રીતો જુદાં જુદાં અવયવોની ૬૦ આકૃતિઓ સાથે સંપૂર્ણ સમજાવી છે. **( ૧૪ ) દાંપત્ય વિજ્ઞાન વિદ્યા**—કામબીજ વિષેનું અજ્ઞાન, સંસાર સુખપર થતો આઘાત અને તેનાં કારણો, પ્રેમકળા અને પ્રેમચેષ્ટા, સ્ત્રીની કામવાસનાનો નિયમ, તેની ભરતી તથા ઓટ બતાવનારો નકશો, સ્ત્રી, પુરૂષનાં ગુહ્યાંગોની રચના, સમાગમનું પ્રમાણ, અનુકૂળ અને પ્રતિકૂળ સમાગમની સમજ, સમાગમ માટે સ્ત્રીની તૈયારી, સુખાસન કયું ? સમાગમના શારીરિક લાભ, અપૂર્ણ સમાગમનાં માઠાં પરિણામ, સગર્ભાવસ્થામાં સમાગમ, ગર્ભવતીને થતી ઉલટી, વંધ્યત્વના ઉપાયો, સેવન કરવા બાળકો, સંતતિ નિયમનું ઇત્યાદિ.

મળવાનું ઠેકાણું:—

# મીયાં બદરૂદ્દીન હુસેનુદ્દીન નીઝામી

બુકસેલર એન્ડ પબ્લીશર.

**ત્રણ દરવાજા અમદાવાદ.**

કેળાંનું, સુરણનું, શક્કરીઆંનું, મૂળાનું મોગરીયોનું, પપનસનું, અળવીનાં દાંડલાનું, જામફળનું, લીંબુનું, અનન્નાસનું, આદુનું, શેવફળનું રાયતું, કેળાંના ફુલનું, આંબળાનું રાયતું વીગેરે; તેમજ જાતજાતનાં અથાણાં જેવાં કે બાફેલાં લીંબુનું અથાણું, છીણેલી કેરીનું, બોરકેરીનું, દાબડા કેરીનું, મેથીયા કેરીનું, મુગલાઇ રીતનું, મરવા કેરીનું, ચાસણીદાર કેરીનું અથાણું, ગુજરાતી રીતનું મેથીયા કેરીનું, રાયતા કેરીનું અથાણું, કેરીનું મોગલાઈ અથાણું, આદાનું અથાણું, કોબી બાફેલી કેરીનું, લીંબુનું, મીઠી કાકડીનું, રાઇતી કાકડીનું, કેરીનું, ગુંદાનું, ગરમરનું, કાઠીયાવાડી ટાળાંનું, લીંબુ હળદર તથા આદાનું, વાંસનું, લીંબુનું મદ્રાસી રીતનું, કુંવળનું, કરમદાંનું, બાવળના પરડાનું, ફણસનું વીગેરે; તેમજ જુદી જુદી જાતનાં પકવાન જેવાં કે કંસાર, ચુરમાના લાડુ, શીરો કરવાની રીત, વેડમી (પુરણપોળી), માલપુવા, પાપડ અનારસા, ગુલકંદ, ગુલાબજાંબુ, ગુલગુલાં દહીનાં તથા માવાનાં, દુધની ગુલવી, ગોળપાપડી, ગાંઠીયા, ધારી, ધારી બદામ પીસ્તાની, અમૃતપાક, મેહસુર, મોહનપાક, ધારગા. ઘુઘરા, ઘેબર, ઘસોટ, ચીકકી, જલેબી, ઢોકળાં સાદાં તથા ફીણેલાં, ખમણઢોકળાં, દહીવડા, દહીથરાં, દુધપહુવા, દુધપાક, દુધરોટલી, થુલી. દખલીગ્સ, નાનખટાઇ. પરેઢા, પીસ્તાની પાપઠી, દુધના પરૂ, પુરણીઆ, કેળાંની પુરી, ખારીપુરી, દહીંની પુરી, પુરી કેરીના રસની, શીંગોડાના લોટની, બટાટાંની, પંચામૃત, ચોખાની પાપડી, ગગનગાંઠિયા, પેંડા, પાઉ, બદામની પાપડી, બરફી. બદામની રોટલી, બાસુદી, દુધના બીસકીટ, ગળ્યાં બીસકીટ, બીરજ, ચતુરંગી બીરંજ, ફુલવડી, ફુદીઆ. ફાફડા, ફરસીપુરી, મથુરાના પેંડા, સુક્કા પેંડા, મીઠા ભાખર, ડોર. આરમીનીયન મીઠાઇ, મેહેસુર માવાનો,

બદામનો, મરકી, મોહનથાળ, મોદક, મોડાં પુરણના. બાટી, બાટી મારવાડી, પુરણીયા મોદક, બુંદીના લાડુ, વેસણના લાડુ, દળના લાડુ મગદળ તથા અડદીયા લાડુ, ચોખાના લોટના લાડુ, ગુજરાતી લાડુ, ચોખાના આટાની ખીર, ચોકાની કણકીની ખીર, સેવની ખીર, ખોચાની ખીર, લીલા શ્રીફળની ખીર; બદામની ખીર, તલની ખીર, દ્રાક્ષની ખીર, ખારેકની ખીર બટાટાંની ખીર, સુરણની ખીર, શીખંડ, બાસુદી, હલવો કરવાની રીત, સુતરફેણી, રોટલી ઘીની, ફુલકા ખમીરી રોટલી, ખજુરની રોટલી, ખાંડની રાટલી, બાખરવડી, કેવડા ચાસણી બનાવવાની રીત, ઘેંસ, ઘુઘરા લીલવાના, ખજુર, ચોપડા, બાવટાના લાડવા, તલના લાડવા, વઘારેલા મહાયા, મકાઈનાં વડાં, મકાઈનું ઓરમું, ખાજાં, ખાજલી, સાટા, મેસકુટ, રાઘવદાસી મોદક, ચોખાના લાડુ, લાપસી, કુરડાઈ, કરકરવડી, કોકણીવડાં, મગફળીના લાડુ, સાદો ભાત, વઘારેલો ભાત, દહીંવાળો ભાત, વંતાકનો ભાત, બટાટાનો, ઘીલોડાનો, તુરીઆનો, પકવરનો, ગોળભાત, બદામનો ભાત, ચાસ-ણીનો મીઠો ભાત, સાકરીયા મીઠો ભાત, કેસરી ભાત, અનાનસનો ભાત, મસાલાનો ભાત, ગુજરાતી ખીચડી, બાજરીની ખીચડી, વઘારેલી ખીચડી, મનપસંદ ખીચડી, મહમદઆદશાહી ખીચડી, સોલા ખીચડી, કેસરીયા ખીચડી, આંબળાનો મુરબ્બો, કેરીનો મુરબ્બો, મદ્રાસી રીતનો મુરબ્બો, કોહળાનો, દુધીનો, બદામનો મુરબ્બો, અંજીરનો, અનાનસનો મુરબ્બો, કેરીઓના કકડાનો મુરબ્બો, કેરીઓની ચીરીનો મુરબ્બો, મુસલમાની રીતનો કેરીઓનો મુરબ્બો, કરમદાંનો મુરબ્બો, બીજોરાંનો, લીમ્બુનો, આંબલીનો મુરબ્બો, મદ્રાસી રીતનો, આદુનો, બીલાંનો મુરબ્બો, બોરનો, કેળાંનો, કુંવરનો, કારેલાંનો, ગુલકંદ તથા ગુલાબનો મુરબ્બો, આમલીનું સરબત, દાડમના રસનું સરબત, ગુલાબનું, પાકેલાં કોઠાના રસનું સરબત,

એચાનું સરબત, નારંગીનું સરબત, આંબળાનું સરબત, આદાનો પાક, ગુંદરપાક, ભરૂચી ગુંદરપાક, મોહમેદન ગુંદરપાક, બદામપાક, ખોપરાપાક, મેથીપાક, ગુંદર અડદીઓ, સાલમપાક, લસણપાક, મેથીપાક, અડદીયો પાક, સૌભાગ્યસુંઠી પાક, હરડેપાક, મુસળીપાક, આમ્રપાક, મહાકામેશ્વરપાક, કારેલાંનું શાક, કંકોડાનું શાક, કેળાંનું શાક, કહોળાનું શાક, કોઠંબડાનું શાક, વંત્યાકનું શાક, વાલોડનું શાક, કાલીંગડાનું, પરવરનું, પંડોળાનું, ગલકાનું, ગવારફળીનું, ચોળાફળી, ગંગડાનું, ગીલોડાનું, તુરીયાનું, ટાડીના ડોડવાનું, દુધીનું સીંગરીઓનું, સરગવાની શીંગોનું, ભીંડાનું, ખડબુચનું, ખીરાનું, સુરણનું, રતાળાનું, અળવીના ગાંઠીયાનું, બટાટાનું શકરીયાનું, ભોયકોહળાનું, કોબીજનું, મેથીનું, તાંદળજાનું સુવાનીભાજી, બટાટાની પતરી, પતરવેલીયાં. આંબલીનો સુરંબો, કેરીયોનો ફજેતો આદિ સર્વ જાતનાં શાક પાક પકવાન મુરબ્બા અથાણાંથી આ પુસ્તક ભરપુર હોવાથી આવી જાતના બહાર પડેલાં સર્વ પુસ્તકોથી શ્રેષ્ઠ છે. વિશેષ ખાત્રી પુસ્તક જોવાથીજ થશે. કાગળ ગ્લેજ ઉંચા પાકું પુંઠું અક્ષર સ્વચ્છ તેમજ ઓછું ભણેલી સ્ત્રીઓ વાંચી શકે તેવા છે છતાં કિંમત રૂ. ૨—૮—૦ પોસ્ટેજ ૬ આના જુદા.

## મીયાં બદરૂદ્દીન હુસેનુદ્દીન નીઝામી

બુકસેલર એન્ડ પબ્લીશર.

**ત્રણ દરવાજા અમદાવાદ**

---

અમદાવાદ માનેકોરના નાકે—મનહર પ્રી પ્રેસમાં
મોતીલાલ ગણપતરામે છાપી.

# શીવપુરાણ.

આ ગ્રંથમા બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરનું ઉત્પન્ન થવું, દક્ષયજ્ઞ, તારકાસુર આખ્યાન, કામદેવનું દહન, પાર્વતીનું તપ, શિવ વિવાહ, કાર્તિક સ્વામીની ઉત્પત્તિ, ત્રીપુરાસુર આખ્યાન, લિંગોત્પત્તિ, ચંદ્ર ઉત્પત્તિ, દ્વાદશ જ્યોતિર્લિંગ કથા—મહિમા, ગંગાની ઉત્પત્તિ તથા કાશી મહાત્મ્ય, ગૌતમ મહાત્મ્ય, ગૌતમ મહાત્મ્ય, પતિવ્રતાના

શીવસહસ્ત્ર નામ, શીવરાત્રી કથા, પંચાક્ષર રૂદ્રાક્ષ તથા વિભૂતિ મહાત્મ્ય, એ વિગેરે ઘણી બાબતો તથા આખ્યાનો તેમા આવેલા છે, રામાયણ તથા ભારતના જેવું રસિક રાગ રાગણીઓ ગવાએલું મ્હોટા કદનાં લગભગ ૭૦૦ પાનાં સોનેરી બાઈન્ડીંગવાળું પુસ્તક છતાં.

કિંમત રૂા. ૪—૦—૦

પુસ્તક મળવાનું ઠેકાણું.

**મીયાં બદરૂદ્દીન હુસેનુદ્દીન નીઝામી.**

ત્રણ દરવાજા,—અમદાવાદ.